ૐ

# બાળ પાપનું દિગ્દર્શન

અને



# તેના નિવારણના ઉપાય.

## ભાગ ૧ લો.

આ પુસ્તક

**પંડિત નારાયણ કેશવ વૈદ્ય**

એણે

અનેક ગ્રંથોના અને સરકારી રિપોર્ટોના
આધારે રચીને લોકહિતાર્થે પ્રસિદ્ધ કર્યું છે.

---

**મુંબઈ,**

નિર્ણયસાગર છાપખાનામાં છપાવ્યો.

શકે ૧૮૦૯. સને ૧૮૮૭.



કિંમત ૦ાા આનો.





## मंगलाचरण. 

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ॥
यत्कृपा तमहंवंदे परमानंदमाधवम् ॥ इति ॥

---

॥पद॥ विहान आये राम जनकपूर, दसरथजीके लालारे ॥

( या चालीवर. )

हे जगदीशा दिनदयाळा मागतसें वर पायांरे । ध्रु०
पुनर्विवाह तूं सुरु करूनी वांचावि विधवां बाळांरे ॥
आर्यभूमिवरि राज्जनीति खरी नाहींच या समयालारे ॥
राणीचें हें राज्य राखुनी निर्मळ करावि तूं न्यायारे ॥ हे.

# પૂર્વાર્ધ પ્રારંભ.

## બાલહત્યાદિ માહાપાપ વિષે સંસ્કૃત તથ પ્રાકૃત આર્યશાસ્ત્રોમાંના મતો.

બાલઘ્નાંશ્ચ કૃતઘ્નાંશ્ચ વિશુદ્ધાનપિ ધર્મતઃ ||
શરણાગત હંતૃંશ્ચ સ્ત્રીહંતૃંશ્ચ ન સંવસેત્ ||
ઈતિ મનુસ્મૃ૦ અ૦ ૧૧ શ્લોક ૧૯૦

બાળહત્યાં પ્રકુર્વંતિ નરાઃ પાપેન મોહિતાઃ ||
તે યાંતિ નરકં ઘોરં યાવત્ ચંદ્રદિવાકરૌ ||
ઈતિ પદ્મપુરાણ અને શ્રીમદ્ભાગવત સ્કં૦ ૧ અ૦૮ | ૪૯
સ્કં૦ ૧૦ | ૪ | ૧૭ | ૨૩

બારા અજાપુત્ર જો મારી | તેણેં એક ગોહત્યા નિર્ધારી |
બારા ગોહત્યા જો કરી | ત્યા ધડે એક બ્રહ્મહત્યા | ૯૩
બારા બ્રાહ્મણ જો મારી | તેણેં એક સ્ત્રીહત્યા નિર્ધારી |
બારા સ્ત્રીહત્યા જો કરી | ત્યા ધડે એક બાળહત્યા | ૯૪
બારા બાળેં જેણેં મારિલીં | તેણેં વિષ્ણુચી પૂજા મોડિલી |
અશા પાપ્યાંચી પડતાં સાવુલી | તરિ સચૈલ સ્નાન કરાવેં | ૯૭
જો ગોત્રજ બાળેં મારી | તો બોકા જન્મે નિર્ધારી |
પિલીં ખાવૂની પોટ ભરી | પાપ ખંડેના તયાચેં |૧૪૯|૧૮૧|૧૯૮
જેણેં કન્યેચેં દ્રવ્ય ઘેતલેં | તે ઉંટ હોઊનિ જન્માસ આલે |
ઓઝીં વાહતાં જન્મ ગેલે | પાપ ખંડેના તયાંચેં | ૧૭૦
જે પરસ્ત્રીશીં સંગ કરિતી | તે નપુંસક હોઊનિ જન્મતી |
ઘરોઘરીં ભિક્ષા માગતી | પાપ ખંડેના તયાંચેં | ૧૪૮
ઈતિ કર્મવિપાક ગ્રંથ પાન ૧૧ થી ૨૧ સુધી
અને ગબીવળી અને મૂળસ્તંભ ગ્રંથ જુઓ.

ભાવાર્થ.—બાળહત્યા, સ્ત્રીહત્યા, શરણાગત ગરીબની હત્યા કરનારા અને ઉપકાર કરનારાને દુઃખ દેનારા, કન્યાવિક્રય કરનારા, પરસ્ત્રી સાથે સંગ કરનારા, એ મહાપાપી શાસ્ત્રવિધિથી પ્રાયશ્ચિત્ત કરી કદાપિ શુદ્ધ થયા તોપણ તેને કોઇએ અટકવું નહી. બાર બકરાં મારનારને એક ગાય* મારવાનું પાપ લાગે છે,

---

* તા. ૨૬ મી માર્ચ ૧૮૮૭ ને દહાડે મુંબઈ આર્ય સમાજમા "ગો વિલાપ" વિષયપર કીર્તન કર્યું હતું. તેનો સારાંશ,—સાહેબ લોકોના ખોરાક માટે આ હિંદુસ્તાનમાં હજારો ગાય મારવામાં આવેછે, તેનો જીવ બચાવીને આર્ય લોકોનો મુખ્ય ખોરાક જે દૂધ, ઘી, તે વગર ભેળે અને સસતું આપણા આર્ય લોકોને ખાવા મળે અને આ આર્ય દેશ પવિત્ર જનાવર જે ગાય તેને બચાવીને સંપત્તિવાન, બળવાન અને પુણ્યવાન થાય એ માટે હાલમાં કેટલાક આર્ય લોક લાખો રૂપિયા ખરચી આ કામમાં લાગ્યા છે, તો આ પુણ્યના કામમાં સર્વે મદદ કરવા તયાર થવું એવો એ કીર્તનનો ઉદ્દેશ હતો. તે આ સાંભળીને અમને ઘણો સંતોષ થયો, પરંતુ એજ પ્રમાણે જલચર, ખગચર, વનચર, અને ગ્રામચર–બકરા વગેરે પરોપકારી નિર્વૈર ( વાઘ, અને સર્પ જેવા દુષ્ટ નહીં ) જે બીલકુલ બીચારા ગરીબ એવા પ્રાણીને જે મારી ખાય છે તેનો બચાવ કરી તેનો પણ વિલાપ બંધ કરવા આર્ય લોકોએ કાં આગળ ધસવું નહીં ? જેવી રીતે ગાયનો બચાવ કરી, તેનું દૂધ ઘી ખાઈ સંપત્તિની ઈછા કરીએ છીએ, તેજ પ્રમાણે બકરાં મેંઢાં બચાવ્યાથી તેના રૂવાંના થંડી દૂર કરવા ગરમ નરમ કપડાં અને દૂધ શું નહી મળે? અહો આર્ય બંધુઓ ! સર્વ પ્રાણીઓને

બાર ગાય મારનારને એક બ્રાહ્મણ મારવાનું પાપ લાગે, બાર બ્રાહ્મણ મારનારને એક સ્ત્રી મારવાનું પાપ લાગે, બાર સ્ત્રી મારનારને એક બાળક મારવાનું પાપ લાગે છે અને બાર બાળક મારનારને સર્વેશ્વર જે પરમાત્મા

---

સુખ આપી ન્યાય રીતિએ એનો ઉપભોગ મનુષ્યે લેવો એવો ઇશ્વરી નિયમ છે એમ છતાં, અનાર્ય સાહેબ લોકો ગાય વગેરે ખાય છે તે જેવા પાપી છે તેવા કેટલાક આર્યો કહેવડાવનારા બકરાં વગેરે પશુ પક્ષિ ખાયછે અને વિધવા સાથે વ્યભિચાર કરી ગર્ભપાત અને બાળહત્યા કરેછે તે પાપી નહીં કે? આ વિષયપર આર્ય શાસ્ત્રમાંના ઉપલા તાત્પર્ય જુઓ; બાર બકરાં બચાવનારને એક ગાય બચાવવાનું પુણ્ય લાગેછે અને *૧૭૨૮ ગાય બચાવે તેને એક જન્મેલું બાળક બચાવ્યાનું પુણ્ય લાગેછે, એનો સર્વ મનુષ્યે સ્વસ્થ મનથી વિચાર કરી દયાવંત થવું અને ન્યાયરીતીએ ચાલીને આ લોક અને પરલોકમાં સુખ ભોગવવું એજ વિનંતિ.

---

* સરાસરી એક ગાયની ૩૦ રૂપૈઆ કિંમત ગણીએ તો ૧૭૨૮ ગાયની કિંમત ૫૧,૮૪૦ રૂપીયા થાયછે. એ ઉપરથી જે મનુષ્ય ૧ બાલહત્યા થતી બચાવશે તેને ૫૧,૮૪૦ રૂપીયા ધર્મ કર્યાનું પુણ્ય મળશે નહીં કે? એનો પણ આર્ય બાંધવો વિચાર કરો. નહીં તો ગાય ખાનારા લોક કહેશે કે!! "લોકાં સાંગે બ્રહ્મજ્ઞાન આપણ કોરડા પાષાણ; બોલે તૈસા ચાલે! ત્યાંચીં વંદાવીં પાઉલેં!!" (તુકારામ સાધુ) અર્થ— લોકો બીજાને બ્રહ્મજ્ઞાન કહે અને પોતે કોરડા પાષાણ જેવા રહે. પણ જે બોલે તેમજ ચાલે, તેના પગ પુંજવા જોઈએ.

વિષ્ણુ તેની પૂજાનો ભંગ કરવાના જેટલું પાપ લાગેછે. અને બાળહત્યા કરનારને યમરાજ સૂર્ય ચંદ્ર રેહે ત્યાં સૂધી નરકમાં નાંખી અતિ દુઃખ દેછે* અને તેને આ મૃત્યુ લોકમાં હિજડા, વાઘ, બીલાડા, ઉંટ અને ગધેડા વગેરે નીચ યોનિમાં જન્મ આપેછે.

## બાળહત્યાના પાપનું દિગ્દર્શન.

આર્યસ્થાન (હિંદુસ્તાન) માંહેની શ્રેષ્ઠ જાતિની વિધવા સ્ત્રીઓના પુનર્વિવાહનો ચાલ નહોવાને લીધે વ્યભિચાર કર્મથી તેમને ગર્ભ રહેછે. ત્યારે તેઓ જાતિબહાર થવાના ભયથી હરેક પ્રયત્ન કરી ગર્ભહત્યા કરેછે. તે હત્યાસંબંધી અમારી ન્યાયશીલ ઇંગ્રેજ સરકારે પ્રાંતે પ્રાંતમાં એવા થયલા બનાવોનો હેવાલ સરકારી વાર્ષિક રિપોર્ટમાં સને ૧૮૭૦ થી ૧૮૮૪ લગીનો કુલ ૧૫ વર્ષનો આપેલો છે, તે અમે મોટી મેહેનતથી મેળવીને આ જગોએ દેખાડયો છે, તે જુઓ.

* વિધવાને, વિધવાનાં છોકરાંને અને બકરી આદિ પશુઓને જે દુઃખ દેછે, તેને દેવ શિક્ષા આપેછે. બાયબલ નિર્ગમ પુસ્તક અધ્યાય ૨૨. ઓવી ૨૨।૨૪. અને ગીતાનું પુસ્તક ગીત ૯૪ ઓવી ૬ અને યશાયા ભવિષ્યવાદ પુસ્તક અ ૧ ઓવી ૧૨ ૧૬।૧૭।૧૮.

# સને ૧૮૭૦ થી ૧૮૮૪ લગી સરકારને પ્રાંતે પ્રાંતમાંથી મળેલી બાલહત્યા.

| ઇસવી સન. | અહલાબાદ પ્રાંતમાં બાલહત્યા. | બંગાલ પ્રાંતમાં બાલહત્યા. | મદ્રાસ પ્રાંતમાં બાલહત્યા. | મુંબઇપ્રાંતમાં બાલહત્યા. | પંજાબપ્રાંતમાં બાલ હત્યા. |
|---|---|---|---|---|---|
| ૧૮૭૦ | ૩૭૧ | ૧૩૪ | ૧૪૩ | ૨૩ | ૨૨ |
| ૧૮૭૧ | ૩૧૫ | ૧૬૦ | ૧૮૧ | ૨૫ | ૩૩ |
| ૧૮૭૨ | ૪૦૬ | ૧૯૭ | ૭૭ | ૧૫ | ૨૮ |
| ૧૮૭૩ | ૩૯૯ | ૧૮૩ | ૯૫ | ૮૯ | ૨૫ |
| ૧૮૭૪ | ૪૪૪ | ૧૯૮ | ૧૦૩ | ૮૭ | ૩૪ |
| ૧૮૭૫ | ૩૨૫ | ૨૨૩ | ૮૮ | ૧૦૩ | ૨૫ |
| ૧૮૭૬ | ૨૭૯ | ૨૩૮ | ૮૭ | ૯૬ | ૨૪ |
| ૧૮૭૭ | ૨૭૬ | ૧૨૩ | ૧૬૨ | ૯૦ | ૮ |
| ૧૮૭૮ | ૨૬૬ | ૨૯૬ | ૭૫ | ૬૨ | ૧૬ |
| ૧૮૭૯ | ૨૩૬ | ૨૩૭ | ૯૮ | ૭૨ | ૧૫ |
| ૧૮૮૦ | ૨૪૨ | ૨૫૮ | ૧૨૩ | ૧૦૫ | ૨૬ |
| ૧૮૮૧ | ૧૯૧ | ૪૦૮ | ૩૬૭ | ૧૬૯ | ૧૧૩ |
| ૧૮૮૨ | ૨૨૭ | ૩૦૯ | ૩૭૩ | ૨૦૩ | ૧૨૪ |
| ૧૮૮૩ | ૧૫૬ | ૩૬૧ | ૩૫૨ | ૧૩૪ | ૧૧૪ |
| ૧૮૮૪ | ૩૨૮ | ૧૩૩ | ૧૭૯ | ૧૧૧ | ૧૨૯ |
| ૧૫ | ૪૪૬૧ | ૩૪૫૮ | ૨૫૦૩ | ૧૩૮૪ | ૭૩૬ |

અલાહબાદ, બંગાળ, મદ્રાસ, મુંબઇ અને પંજાબ આ ૫ પ્રાંતમાં વિધવા સ્ત્રીઓથી સને ૧૮૭૦ થી ૧૮૮૪ સુધી એટલે છેલ્લાં ૧૫ વર્ષમાં ૧૨૫૪૨ બાળહત્યા થયાની ખબર ઉપલા કોષ્ટકમાં દર્શાવી છેજ. પરંતુ આ હિંદુસ્થાનમાં બીજા જે જે પ્રાંતો અને સંસ્થાનો છે, તેમાં થતી બાળહત્યાની ખબર ઘણી મેહેનત કરવા છતાં પણ મળી નથી. તથાપિ ત્યાં સને ૧૮૯૧ ના વસ્તી પત્રક ઉપરથી આ સર્વ હિંદુસ્થાનમાં પુનર્વિવાહ ન કરવા દેનારા બ્રાહ્મણાદિ જાતમાંની વિધવા સ્ત્રીઓની સંખ્યા ૨૬૦૪૭૩૪ મળેલી છે. ત્યારે આ વિધવાની સંખ્યામાંથી ઉપલા કોષ્ટકમાંના ૫ પ્રાંતની વિધવાઓથી જ્યારે ૧૨૫૪૨ બાળહત્યા થઇ છે એમ ખબર મળી છે, તો વર્હાડ, વાયવ્ય, હૈદ્રાબાદ, મ્હૈસૂર, વડોદરા, અજમીર, આસામ, કુર્ગ, ગોવા, અને બ્રિટિશ બ્રહ્મા વગેરે આ સર્વ હિંદુસ્થાનમાંના બાકી રહેલાં પ્રાંતમાંની વિધવાઓએ આજ હજારો વર્ષ થયાં પુનર્વિવાહ બંધ થયા છે તે દિવસથી કેટલા ક્રોડ બાળહત્યા થઇ હશે તેનું અનુમાન વાચકોએજ અવશ્ય કરી લેવું. હાલમાં જે નીતિએ નાની નાની વિધવાનાં પણ પુનર્લગ્ન ત્વરાથી થઇ બાળહત્યા નહીં સરખી થાય એવો પ્રયત્ન સર્વેએ એકઠા મળી એક મત કરીને કરવો એજ વિનતી. આટલું કહી આ પુસ્તકનો પૂર્વાર્ધ સમાપ્ત કરૂંછું.

**સમાપ્ત.**

# ઉત્તરાર્ધ પ્રારંભ.

## બાળહત્યાંના પાપનિવારણાર્થ ખરો ઉપાય.

હે વાચકો ! આપ લોકોને આર્યસમાજ, પ્રાર્થનાસમાજ, બ્રહ્મસમાજ ખ્રિસ્તિ સમાજ વા કોઇપણ સમાજના નાદમાં જોડાવવાને કહેતો નથી; તથા વૈષ્ણવ, ગાણપત્ય, શૈવ, શાક્ત વા કોઈપણ જાતનો પંથ (માર્ગ) હોય તે છોડવાને કહેતો નથી, પરંતુ આ નાનું સરખું પુસ્તક મેં ઘણીજ મેહેનત લઈ પ્રસિદ્ધ કર્યુંછે, એ સ્વસ્થ મનથી એક વખત તો વાંચો, અને વિચાર કરો કે, ૭૦-૮૦ વર્ષના ઘરડા રંડાયલા પુરૂષ સાથે ૭-૮ વર્ષની કુંવારી કન્યાનાં લગ્ન પૈસાના લોભથી* કરોછો, આ એક અનીતિ અને મોટો અધર્મ છે એટલુંજ નહીં, પણ તે બિચારી વિધવા થઇ એટલે તેનાં માથાના કેશ મોટા જુલમથી (કિંવા નહીં સમજાય એવા અમલવાળા પદાર્થે કરી નિદ્રામાં બેશુદ્ધ કરયા પછી) બોડાવી નાખો છો. અને આપણે તેને કરૂપં કરી નિરંતર અનેક દુઃખો આપી જાણે છેક નાખુશ કરતા હોઇએ ! અને આપણા દ્રવ્ય ઠગો જે હજામ ભટ તેની પાસે વ્યર્થ લૂટા-

---

* તારાબાઈ શિંદે એણે "સ્ત્રીપુરૂષતુલના" એ નામનું પુસ્તક સન ૧૮૮૨ ના સાલમાં પ્રસિદ્ધ કરેલું છે. તે સઘળું અથવા તેમાંનું ૨૫-૨૬ મું પાનું એ બાબતમાં વાંચી જુવો.

વીએ છીએ એ દુષ્ટ કર્મ બંધ કરો. અને પોત પોતાની જાતિમાં સભા કરી આ પક્ષમાં જેટલા લોક મળે તેટલાએજ એવી જાતિથી વેગળા રહેવાને નિશ્ચય કરરવો*, અને તે બંધાયલાં ટોળાંમાં જે રંડાયલા પુરૂષો હશે તેઓએ એજ ટોળાંમાં જે નાની નાની વિધવા હશે તેની સાથે આપણા વેદશાસ્ત્ર પ્રમાણેજ પહેલું લગ્ન જે રીતિથી થાયછે તેજ પ્રમાણે ગોત્ર પ્રવરાદિ સઘળો વ્યવહાર જોઇ પુનર્લગ્ન બેધડક કરો. તમે આપણી વિધવાઓને ઉઘાડે બોડે માથે પરપુરૂષોના (હજામની) સાંમે દર આઠ દિવસે એકાંતમાં હજામત કરાવવાને બેસાડી તેણીઓની લાજ આવો જુલમ કરી લૂટાવો છો. એ નીચ કર્મ મારા ભાઇઓ હવે દૂર કરોજ કરો. અને એ બાબતમાં અગ્રેસર થઇ આ મોટાં પુણ્યના કામમાં ભાગ લ્યોજ લ્યો. અને નહીં લેશો ત્યારે અમારી ન્યાયી સરકાર એ કામ કરી તેમાં ભાગ લેશેજ, એમ લાગેછે. ઇતિ ઉત્તરાર્ધ સમાપ્ત. શ્રી સર્વેશ્વરાર્પણમસ્તુ.

---

* ૫ ગોત્રનાં ૫ કુટુંબ થયાં એટલે એ સમુદાયમાં ઈતર લોકોની લગ્નકાર્યાદિ વ્યવહાર ચલાવવામાં જાસ્તી ગરજ પડવાની નથી. એમાંજ નિર્વાહ થશે. અને અગાડી દિવસાનુદિવસ પુનર્વિવાહની મંડળી જરૂર વધતી જશે. એજ રીતિથી પુન[illegible]ચલ જલદી પડશે. એવું અનુમાન કરવામાં આવે છે.

**સમાપ્ત.**

# ગણાદિ આર્યોને હિતોપદેશ.

## પદ.

(રેચી બહીણ મ્હણે સુભદ્રા યા ચાલીવર.)

ન જન્મી બ્રાહ્મણ હોઇ, પશુવત્ કાર્યો કેમ કરતા,
તણુ તમે ત્યાગ કરીને, અસત્ય માર્ગે કેમ વિચરતા;
માં દેવે આપેલી શોભા, અખંડ મસ્તકે તે રહેતાં,
માતા શ્રમથી તેલ લગાડી, ચોળી ધોઇ શોભાવતાં,
પ્રાણપ્રિય તે સ્ત્રીને હોયે, પુષ્પો પ્રેમે પોરવતાં,
તે કેશોને દુષ્ટ તમે ઝટ, વાલણ હાથે કપાવતાં; મનુષ્ય;
સુંદર કાંતા છતાં તમારી, જાર સ્ત્રી ભણી કાં જોતાં,
પ્રભાવ એવો છે મદનનો, પૂર્ણપણે તમે સમજતાં,
તરૂણ વિધવા બ્રહ્મચર્યાએ, રહેશે કયમ તે પતિ મરતાં,
આશ્ચર્ય પામો ક્યમે કરીને, ગર્ભવતી જ્યારે જોતાં; મનુ૦
આંખો ગઇ ને દાંત પડ્યાવળી, પળિયાં માથે ઘણા દિસતાં
તરૂણ સમજી એવા વૃદ્ધને, દ્રવ્ય લઇ દીકરી કયમ દેતાં,
થોડા દિવસમાં તે મરવા પછી, પાપિ અભાગણી થઈ કહેતાં.
પુરૂષોને પણ જ્ઞાનતત્વ એ, કયમ લાગુ તમે નથી કરતાં;
નિષ્ઠુર, ઘાતકી, દુષ્ટ કસાઇ, મતલબી અન્યાયી કેમ બનતાં,
પુનર્વિવાહને સંમતિ દોની, છોડો મનની નિર્દયતા,
નથી શોભતું તમને આરે, પાપી ફોગટ કેમ થાતાં,
પંડિત શાસ્ત્રી, વ્યર્થ બુદ્ધિ કેમ ગુમાવતાં;